બાળ ગ્રંથાવલી : : ચોથી શ્રેણી : ૬

# કળાધર કોકાશ



જ્યોતિ કાર્યાલય : : અમદાવાદ

બાળ ગ્રન્થાવળી : ચોથી શ્રેણી : ૬

# કળાધર કોકાશ

લેખક :
ધીરજલાલ ટોકરશી શાહ



આવૃત્તિ પહેલી ∴ સંવત ૧૯૮૮

મૂલ્ય સવા આનો

જ્યોતિ કાર્યાલય :: અમદાવાદ

# કળાધર કોકાશ.

: ૧ :

'માતાજી! આ કાશ્મીર જેવો કોંકણ દેશ સુનસાન થઈ ગયો. આ કેળના બગીચા પડીને વેરાન થઈ ગયા. અરે! આ લીલુડા આંબાવાડિયાની હાલત તો જુઓ! જ્યાં નજર કરીએ છીએ ત્યાં ગમગીની ને ભયંકરતા જ નજરે પડે છે! આ માણસોનાં ટોળાં ભયંકર ભૂતાવળ જેવાં લાગે છે! એમનાં માંસ વિનાના મ્હોં, એમની દુર્બળ છાતીઓ અને એમનાં ઉંડાં પેટ જોઈ કમકમાટી આવે છે. શરીર હાડકાના માળા જેવાં જ રહ્યાં છે. હવે તો અહીં પેટ ગુજારો થવો અત્યંત મુશ્કેલ છે.'

'તો બેટા! તારૂં ધ્યાન શું પહોંચે છે? હવે શું કરીશું?'

'હું પણ એજ વિચાર કરી રહ્યો છું. અહીં તો શ્રીમંત ને ભિખારી સહુ આજે સરખા બની ગયા છે. માણસો પોતાના પુત્રપરિવારને વેચવા નીકળ્યા છે ત્યાં મારી કળામય વસ્તુને તે કોણ ખરીદે? માટે માજી! મારો વિચાર તો એવો થાય છે કે માળવામાં જઇએ, ત્યાં સુકાળ છે. વળી રાજા પણ સાંભળવા પ્રમાણે કળાનો કદરદાન છે!'

'ઠીક બેટા! તને ધ્યાનમાં આવે તેમ કર. કોઇ પણ રીતે આ દુકાળમાંથી ઉગરવું તો જોઇશે જ.' માતાની

હા પડતાં કોકાશને આનંદ થયો. બીજા દિવસે પોતાની માતા તથા સ્ત્રીને લઈને તે નીકળી પડયો. ચાલતાં ચાલતાં કેટલાક દિવસે માળવાની રાજધાની ઉજ્જેણી નગરીમાં આવી પહોંચ્યો.

'વાહ વાહ! વાહ વાહ! નગરીને જોતાં કોકાશનું અંતર હસી ઉઠયું. ખરી અલબેલી નગરી છે. એની બાંકી બજારો છે. એના મનોહર મહેલ છે. એના દેવધામ સમા દેવસ્થાન છે. મુલક મુલકના માનવી મુસાફરી કરતા આ નગરીને નિહાળવા આવેલા જણાય છે. લોકોના પહેર-વેશમાં કળા છે, મકાનોમાં કળા છે, ભર બજારે વેચાતી વસ્તુઓમાં પણ કળા છે. નક્કી અહીં કોઈ કદરદાન મળશે. પણ બીજાને કળા બતાવવાથી શું? કળા બતાવવી તો રાજાને જ. એના વિના આપણો દિ વળે નહિ. માટે એવી કોઇ કરામત રાજાને બતાવી દઉં. પણ નથી ઓળખાણ, નથી પિછાણ. ભલભલા માણસ હોય પણ ઓળખાણ પિછાણ વિના કાંઈ કરી શકતા નથી. પણ આપણે કળા-કારને ઓળખાણ શી? આપણી કળા તેજ ઓળખાણ ને આપણી કળા તેજ પિછાણ! આવા આવા વિચારો કરી બજારને વિષે એક ધર્મશાળા છે ત્યાં ઉતારો કર્યો. પાસે થોડું ઘણું ધન છે તેમાંથી ખાધા ખોરાકીની ચીજો તથા થોડાં લાકડાં લાવ્યો.

કોકાશને કુદરતી બક્ષીશ હતી. જાતે દાસીનો

પુત્ર હતો પણ કળા કાંઈ કુળને વરતી નથી. એતો જન્મ જન્મના સંસ્કાર છે. નાનપણમાં પોતાની માતા સાથે તે એક કારીગરને ત્યાં જતો ને ગુપચુપ જોયા કરતો. ત્યાંથી તેની બુદ્ધિ ખીલી. પછી તો પોતાની કળાથી નામ કાઢયું. ખાસ કરીને ઉડતા યંત્રો બનાવવામાં તે કમાલ કરતો. થોડા દિવસમાં તો યંત્રવાળાં લાકડાનાં પારેવાં બનાવ્યાં ને ચાંપ દબાવી તે ઉડાડવા લાગ્યો. આ પારેવાંમાં તેણે એવી કરામત કરી કે પારેવાં ઉડીને ધારેલા ઠેકાણે જાય ને પાછાં પણ આવે. એ પારેવાંને તેણે ઉડાડીને રાજના કોઠારમાં મોકલ્યા. ત્યાં દરેક પારેવું આપસર ડાંગર ચણી રહ્યું કે ધરરર ઉડીને પાછું આવ્યું. કોકાશને જોઇતું ધાન્ય મળી રહ્યું. ઉલટું વધવા લાગ્યું: વધેલું ધાન્ય તે ગરીબ ગરબાંને આપી દેવા લાગ્યો.

આમ પાંચ સાત દિવસ ચાલ્યું ત્યાં ભંડારીને વ્હેમ પડયો કે માનો ન માનો પણ ભંડારમાંથી ડાંગર ઓછી થાય છે. નક્કી કોઈ ચોર પેંધ્યો જણાય છે. તેણે પોતાના માણસોને બરાબર નજર રાખવા હુકમ કર્યો. તેઓએ બરાબર નજર રાખી પણ કોઇ માણસ પકડાયું નહિ.

બારણું પકડીને બેસનાર ચોકીદારોને ચોર કયાંથી મળે? એક દિવસ કોઠારી કોઠારમાં ઉભો ઉભો વિચાર કરતો હતો ત્યાં ફરફરાટ કરતાં એક પછી એક પારેવાં આવવા મંડયાં. એનો હારની હાર! લગભગ સો જેટલાં હશે. કોઠારી

તો આ જોઈને મોંમાં આંગળી નાંખી ગયો. અરે શું વાત છે? આ લાકડાનાં પારેવાં ઉડે છે! અને આવી રીતે ડાંગર ચણે છે! આમાં જરૂર કાંઈક ભેદ છે. માટે બરાબર જોઉં તો ખરો કે શું થાય છે. થોડીવાર થઇ ત્યાં તો પારેવાંને પાછાં ફરતાં જોયાં. બીજા દિવસે પણ એજ પ્રમાણે બન્યું. તેની ખાત્રી થઈ કે ડાંગર લઈ જનાર તો આ પારેવાં જ છે. ત્રીજા દિવસે એ પારેવાંની પછવાડે માણસ મોકલ્યા. જ્યાં કોકાશ બેઠો હતો ત્યાં પારેવાં આવ્યાં. કોકાશે અંદરથી ડાંગર કાઢવા માંડી ત્યાં પેલા માણસ પણ આવ્યા. મુદ્દામાલ સહિત ચોરને પકડાયેલો જોઈ તે બહુ રાજી થયા. કોકાશને પકડીને તેઓ રાજા પાસે લઇ ગયા. રાજા તો એ બધી હકીકત સાંભળી વિચારમાં પડયો. શું આવાયે કારીગર અહીં વસે છે ખરા! તેણે કહ્યુંઃ કળાધર! સાચું બોલજો. તમારે આમ શાથી કરવું પડયું? કોકાશ કહે, મહારાજ! દેશમાં કાળો દુકાળ પડયો. પેટગુજારો કરવા અહીં આવ્યો. પણ હું તદ્દન અજાણ્યો તેથી કેવી રીતે આપને મળું. ને આપને કળા બતાવ્યા વિના કેમ ખાત્રી પણ થાય કે હું કળાકાર છું. માટે આ પારેવાં બનાવ્યાં. રાજા એ સાંભળી ખૂબ ખુશ થયો અને પૂછ્યુંઃ કળાધર! બીજું તું શું બનાવી જાણે છે? 'મહારાજ! જેવાં આ પારેવાં બનાવ્યાં તેવા મોર, પોપટ, ગરુડ વગેરે બનાવું છું. અદ્‌ભૂત મકાનો ને મહેલો પણ બનાવી જાણું છું.' રાજા પણ

ભારે શોખીન. એણે કોકાશને કહ્યું: મારે માટે એવો ગરુડ બનાવ કે જેના પર બેસી હું હંમેશ મનગમતા સ્થળે જઇ શકું. 'જેવી આજ્ઞા' કહી કોકાશ ઘેર પાછો ફર્યો. થોડા દિવસમાં એક મોટો ગરુડ તૈયાર કર્યો.

રાજા એ જોઇ ખૂબ પ્રસન્ન થયો. તેને શાલદુશાલા આપ્યા, થાળ ભરી સોના મહોરો આપી, કિમ્મતી વસ્ત્ર ને રહેવાને એક સુંદર મહેલ આપ્યો.

ખરેખર !

લવણ સમો કો રસ નહિ, કળા સમો નહિ ભ્રાત;
ધર્મ સમું કો ધન નહિ, વૈરી ક્રોધ વિખ્યાત.

પોતાના વિજ્ઞાનથી—કળાથી કોકાશ રાજાને અત્યંત માનીતો થઇ પડયો.

:: ૨ ::

એક વખત ગરુડ પર બેસી રાજા પોતાની જશોદેવી નામે રાણી તથા કોકાશની સાથે ફરવા નીકળ્યો છે. રસ્તામાં જે ગામ, નગર ને નદીનાળાં આવે છે તેની કોકાશ ઓળખાણ આપે છે. એમ કરતાં કરતાં એક નગરની ઉપર આવ્યા. રાણીએ પૂછ્યું: કોકાશ! આ કયું મનોહર નગર છે? અને આ કયી ગંગા જેવી નદી છે? કોકાશ કહે, ભગવાન મુનિસુવ્રતના ચરણથી પવિત્ર થયેલું આ ભરૂચ શહેર છે અને આ મનોહર નદી નર્મદા છે. ગરુડ આગળ ચાલ્યો. વળી બીજું કોઈ નદી કિનારે નગર જણાયું. રાણી કહે, કોકાશ! આ કયી નગરી છે? કોકાશ કહે, આતો

પદ્મપુર ( નાશિક ) છે. ચંદ્રપ્રભુ સ્વામીનું મહાન તીર્થ છે. આ નદી ગોદાવરી છે. શ્રી રામ, લક્ષ્મણ ને સીતા જ્યારે વનવાસ નીકળ્યાં ત્યારે અહીંજ પંચવટી બનાવીને રહ્યાં હતાં. આમ આખો દક્ષિણ જોતાં જોતાં ઠેઠ લંકા ( સિલોન ) સુધી તેઓ ફરી વળ્યા ને પાછા આવ્યા.

વળી બીજા દિવસે તેઓ પશ્ચિમ ભણી ગયા. પવિત્ર શત્રુંજય, ગરવો ગિરનાર, પ્રભાસપાટણ, દ્વારિકા વગેરે સ્થળોનાં દર્શન કર્યા. ત્રીજા દિવસે વળી ઉત્તરમાં ગયા. ઠેઠ હિમાલય સુધીનો પ્રદેશ જોયો. ચોથા દિવસે પૂર્વ દિશામાં ગયા જ્યાં તીર્થંકરોની જન્મભૂમિઓ તથા કલ્યાણકનાં ધામ જોયાં અને સલુણા સમેતશિખરની રચના નિહાળી. આમ હંમેશાં તેઓ ફરવા નીકળે ને કોકાશ આગળથી બધી માહિતી મેળવે. એક દિવસ રાજાએ પૂછ્યુંઃ કોકાશ ! આ બધા તીર્થો અને તેના ઇતિહાસની તને ક્યાંથી ખબર ? તેણે કહ્યુંઃ મહારાજ ! હું જ્યારે મારા કોંકણ દેશમાં સોપારક ગામે રહેતો હતો ત્યારે હંમેશાં જૈન મુનિરાજના વ્યાખ્યાન સાંભળવા જતો. એનાથી મને આ જ્ઞાન થયું છે. આ સાંભળી રાજાને જૈન મુનિ તરફ ખૂબ માન વધ્યું.

સોબત શું નથી કરતી ? એક તુંબડી ભિખારીના હાથમાં જાય તો ભિક્ષા લેવાનું કામ કરે. એજ તુંબડી કોઈ સંગીત-શોખીન આગળ જાય તો વીણા બનીને મધુર ગાન કરે.

એક દિવસ ઉજ્જેણી નગરીમાં પાંચસો મુનિવર સાથે

ધર્માનંદ નામના મહાન આચાર્ય પધાર્યા. રાજા કાકજંઘ કોકાશ તથા પોતાની રાણી સાથે ખૂબ આડંબરથી આચાર્યને વાંદવા ગયો. બધા મુનિઓને વંદન કરી તે ઉપદેશ સાંભળવા બેઠો. ઉપદેશમાં મુનિરાજે સાધુ અને શ્રાવકનો બંને પ્રકારનો ધર્મ સમજાવ્યો. એ સાંભળી રાજાએ શ્રાવકના બારવ્રત ગ્રહણ કર્યાં. તેમાંયે છઠ્ઠા દિગ્ વિરતિ વ્રતમાં એક દિવસે એક દિશામાં સો યોજનથી વધારે ન જવાનો નિશ્ચય કર્યો. મુનિરાજે આ પ્રમાણે રાજાને વ્રત ઉચ્ચરાવી બોધ વચન કહ્યાં કે હે મહાનુભાવ! વ્રત લેવાં સહેલ છે પણ પાળવાં ખૂબ મુશ્કેલ છે. માટે ખૂબ સાવધાનીથી લીધેલાં વ્રત પાળજે. એમાં ખામી ન આવવા દઇશ. રાજાએ પણ તે વચન અંગીકાર કર્યાં.

એ વાતને કેટલોક વખત વહી ગયો છે. રાજા પોતાની બે રાણીમાંથી હંમેશાં જશોદેવી સાથેજ ફરવા નીકળે છે. નવીન નવીન દેશ પરદેશ જુએ છે. બીજી રાણી વિજયાને એની કાંઇ વાત પણ કહેતો નથી. એથી તે મનમાં ખૂબ રોષે બળે છે.

એક વખત દાઝથી બળેલી તે રાણીએ બીજા કોઇ કારીગરને બોલાવી ગરુડમાંથી એક ખીલી કઢાવી નાંખી ને ભળતીજ બીજી ખીલી ગોઠવી દીધી. ગરુડને પાછો વાળવાની તે ખીલી હતી.

હંમેશ મુજબ કાકજંઘ રાજા પોતાની રાણી સાથે કોકાશને લઈ ફરવા નીકળ્યો. ગરુડ ઝપટ દેતો ઉડી રહ્યો

છે. એક પછી એક નવા નવા દેશો આવતા જાય છે. રાજારાણી તે જોઈ ખુશ ખુશ થાય છે. કોકાશ જે પૂછે તેની માહિતી આપે છે. એવામાં એકાએક રાજાને પોતાનું વ્રત યાદ આવ્યું એટલે પૂછ્યું: કોકાશ! કેટલા યોજનની આપણે મુસાફરી કરી? કોકાશે પણ બરાબર ગણત્રી કરી કહ્યું: મહારાજ! બસો યોજન. 'અરરરર! મારૂં વ્રત ખંડિત થયું. કોકાશ! ગરુડ પાછો વાળ. કોકાશે ગરુડ પાછો વાળવાની ખીલીપર હાથ મૂકયો પણ ગરુડ પાછો વળ્યો નહિ. તેણે ધારીને જોયું તો ખીલીમાં ફેરફાર. નક્કી આજ કાંઈ દગો થયો. એમ વિચારી કોકાશે કહ્યું: મહારાજ! ગરુડને પાછો ફેરવવાની ખીલી કોઈ દુશ્મને કાઢી લીધી છે ને ભળતી ખીલી મૂકી છે. માટે હવે તો આ સામું શહેર આવે છે ત્યાં ગરુડને નીચે ઉતારવો પડશે. ત્યાં હું નવી ખીલી બનાવી લઇશ એટલે આપણે પાછા ફરી શકીશું. તે સિવાય પાછા ફરી શકીએ તેમ નથી. રાજાને ખૂબ ખેદ થયો પણ નિરૂપાય હોવાથી શું કરે? થોડીવારે શહેરના સીમાડે ગરુડને હેઠે ઉતાર્યો.

એ શહેરનું નામ કંચનપુર. કલિંગ દેશની એ રાજધાની. એક ઝાડની ઘેરી ઘટામાં ગરુડને મૂકી રાજારાણીને ત્યાં બેસાડયાં અને કહ્યું કે મહારાજ! હું ગામમાં જઇ હથિયાર લઇ નવી ખીલી બનાવી લાવું છું. ત્યાં સુધી તમે અહીં ખૂબ સાવચેતીથી રહેજો. શત્રૂરાજાનું રાજ્ય છે

એટલે ખબર ન પડવા દેશો. એમ કહી કોકાશ શહેરમાં ગયો. ત્યાં કોઈ સુથાર રથનાં પૈડાં બનાવતો હતો તેની પાસેથી અમુક જાતનાં હથિયાર માગ્યાં. સુથાર હથિયાર લેવા ઘરમાં ગયો. પણ એ હથિયાર કોઈકજ દિવસ વપરાતાં હોવાથી જલ્દી જડયાં નહિ. તે શોધવામાં રોકાયો. અહીં કોકાશને થયું કે લાવને નવરો બેઠો છું એના કરતાં આ પૈડાને બનાવું. એ તો કળારસિક. પૈડું ઘડવા બેઠો એટલે પૈડાને કેમ અદ્દ્ભુત બનાવવું તેજ વિચાર એના મનમાં આવ્યો. તેણે પૈડાને થોડીવારમાં પૂરૂં કર્યું. એના વજન વગેરેનો પણ એવો મેળ કરી દીધો કે ઉભું રાખવું હોય તો ઉભું રહે અને હાથથી ધક્કો મારીએ એટલે ભીંતે અથડાઈને પાછું ત્યાંનું ત્યાંજ આવે. કોકાશ પૈડું પૂરૂં કરી એનો પ્રયોગ કરે છે ત્યાં સુથાર ઘરમાંથી બહાર આવ્યો. અદ્દ્ભુત પૈડું જોઈ વિચાર કરવા લાગ્યો. નક્કી આ કોઈ મહાન કળાકાર છે. એ કોકાશ તો નહિ હોય ? જરૂર એજ લાગે છે. એના સિવાય કોઈ આવી રચના કરી શકે નહિ. એથી એણે મનમાં વિચાર કર્યો: એ તો આપણા રાજાના શત્રુનો મિત્ર છે. જો હું રાજાને આ બાબતની ખબર આપીશ તો ભારે ઈનામ મળશે. એમ વિચારી એણે પોતાના માણસને કહ્યું: હું આવું ત્યાં સુધી આ માણસને ખસવા દેશો નહિ. તે બ્હાનું કાઢી જલ્દી રાજા પાસે ગયો અને કાકજંઘ રાજાનો ખાસ દોસ્ત મહાન કળાધર કોકાશ અહીં આવેલ છે એમ

જણાવ્યું. તરતજ પોતાના સિપાઇઓને મોકલ્યા. તેમણે આવીને કોકાશને પકડી લીધો ને બંદીવાન બનાવી રાજા પાસે લઈ ગયા. રાજાએ કહ્યું: અરે કળાધર ! સાચું બોલ, તારો મિત્ર અત્યારે કયાં છે?

કોકાશ—એના સ્થાને.

કનકપ્રભ રાજા આથી ખૂબ ગુસ્સે થયો. તેણે કહ્યું: અરે મૂર્ખ ! આવા ઉડાઉ જવાબ કેમ આપે છે? જો દુઃખી ન થવું હોય તો તારા મિત્રનું સ્થાન બતાવી દે.

કોકાશે એનું સ્થાન બતાવવાનો સાફ ઈન્કાર કર્યો. ત્યારે રાજાએ એક લાકડાના થાંભલાં સાથે તેને બાંધવાનો હુકમ કર્યો અને જ્યાંસુધી એ જવાબ ન આપે ત્યાંસુધી ચાબુક મારવાનું ફરમાવ્યું. એ હુકમનો અમલ થયો. કોકાશના શરીરે સોળ ઉઠવા લાગ્યા. તેણે હવે વિચાર કર્યો કે આ રીતે જીવન પૂરું કરવાથી બધા દુઃખી થઈશું. અત્યારે રાજાનું સ્થાન બતાવવા દે. એમ વિચારી રાજાનું સ્થાન બતાવ્યું. તરત લશ્કરી ટુકડી છુટી. ઘટામાં બેઠેલા રાજારાણી પકડાયાં. તેમને સખત બંધને બાંધવામાં આવ્યાં અને નગરમાં લાવી લાકડાના પાંજરામાં પુરવામાં આવ્યાં. રાજારાણી વિચાર કરે છે: અરે ! દુનિયા કેટલી ક્રૂર છે ને ! આ કોકાશને આપણે આટલે ચડાવ્યો ત્યારે એણેજ ખબર આપી દીધા. નહિતર અમે અહીં છીએ એની બીજાને શી ખબર પડે? નક્કી એણેજ આપણો વિશ્વાસઘાત કર્યો.

રાજારાણીએ કદી દુઃખ જોયું નથી એટલે તેમની હાલત કફોડી થઈ છે. અત્યંત દુઃખમાં તે દિવસો પસાર કરવા લાગ્યા. એમને ખાવામાં થોડો થોડો ખોરાક આપવામાં આવે છે. તેનાપર તે જીવે છે.

એક વખત કનકપ્રભ રાજાએ વિચાર કર્યો કે આ કોકાશજ બધા અનર્થનું મૂળ છે માટે તેને ઠાર મારવો. તેના બળેજ આ કાકજધ ફાટી ગયો હતો. પ્રધાન કહે, મહારાજ! આ કળાધર જગતનું રત્ન છે. જો એને મારવોજ હોય તો મારજો પણ એની પાસેથી કોઈ અદ્‌ભુત વસ્તુ બનાવી લ્યો. રાજાના ગળે એ વાત ઉતરી. તેણે કોકાશને છુટો કરી રાજદરબારે લાવવાનો હુકમ કર્યો.

રાજાએ પૂછ્યું: કોકાશ તું શું શું જાણે છે? કોકાશ કહે, મહારાજ! સુથારનું બધું કામ હું સારી રીતે જાણું છું.

કનકપ્રભ કહે, તો મારા માટે એક થંભીયું કમલાકર મંદિર બનાવ. કમળની પેઠે એની સો પાંખડીઓ કર. વચ્ચે મારૂં ભવન આવે તથા સો પાંખડી ઉપર મારા સો પુત્ર પરિવારનાં ભુવન આવે. અને એ યાદ રાખજે કે કોઈ પણ રાજાને ન હોય એવો એ સુશોભિત થવો જોઇએ. હું તારી કળાથી ખુશ થઈ તને છુટો કરૂં છું.

કોકાશ કહે, ઘણું સારૂં મહારાજ! આપની આજ્ઞા પ્રમાણે થોડા વખતમાંજ બધું તૈયાર કરીશ. કોકાશ છુટો થયો. હવે તેને જીવનની આશા બંધાઈ.

તે વિચાર કરે છેઃ કાકજંઘ રાજાને જરૂર માઠું લાગ્યું હશે ! તેમને મળું તો મનનું સમાધાન કરૂં. પણ કનકપ્રભ રાજાની રજા સિવાય કોઈ તેને મળી શકે નહિ. આખરે તેણે વિચાર કરીને ગૂઢ ભાવાર્થવાળો સોરઠો લખીને મોકલ્યો કેઃ

'મા થઇશ આમણ દુમણો, કાઢો કડવો પીધ્યે;
છે ગુણે ગરવો ઘણો, સમજીશ સાજો થઈશ ત્યાં.'

રાજાએ વાંચી વિચારમાં પડયો. મહાબુદ્ધિવાન કોકાશે જરૂર કાંઈક કારણથી જ મારૂં ઠેકાણું બતાવ્યું હશે. મારા તરફ નિમકહરામ થવાની તેની દાનત તો નહિજ થઈ હોય.

કોકાશ કમલાકર ભુવનની રચના કરે છે. એ વખતે રાજાના મશાલચીની ભાઇબંધી થઈ. એક વખત તેણે કોકાશને કહ્યુંઃ કોકાશ ! રાજા તારી પાસે આ મહેલ તો બંધાવે છે પણ એ પૂરો થશે કે તરતજ તને અને રાજા કાકજંઘને મારશે. આથી કોકાશનો ભ્રમ ભાંગી ગયો, તે તો અત્યાર સુધી એમજ સમજતો હતો કે રાજાએ પોતાની કળાથી પ્રસન્ન થઈને છુટો કર્યો છે. તેણે આ ખબર સાંભળી એક ખેપિયાને તૈયાર કર્યો ને ઉજ્જેણી કાકજંઘના પુત્ર પરિવારને સંદેશો કહેવડાવ્યો કે તમે ચુનંદુ લશ્કર લઈ કલિંગ દેશના સીમાડે આવીને રહો.

અહીં કોકાશે કમળાકર મહેલની રચનામાં પણ કરામત કરી. તેના તોરણ તથા સ્થંભો અદ્ભુત કારીગરી-વાળા બનાવ્યા અને દરેક મંદિર પણ ઘણુંજ કળામય બનાવ્યું. હવે રાજા શુભ મુહૂર્તે પોતાના પુત્રપરિવાર

સાથે એ એકથંભો મહેલ જોવા આવ્યો. મહેલની રચના જોઇને ઘણોજ ખુશ થઈ ગયો અને કહેવા લાગ્યો: ધન્ય છે કળાધર! ખરેખર તું જગતમાં અજોડ છે. તારા જેવું કામ અત્યારે કોઈ કરી શકે એવું નથી.

કોકાશ કહે, મહારાજ! બહુરત્ના વસુંધરા. એટલે કે પૃથ્વી માતા બહુ રત્નોવાળી છે. એમાં ઘણાયે કળાકારો પડયા હશે. પણ મને જે કાંઈ આવડે છે તે કરી બતાવ્યું. હજી આપે આ મહેલની પૂરી ખૂબી જોઈ નથી. આના મધ્યભાગમાં એક ચાંપ છે. તે દબાવતાં આખો મહેલ આકાશમાં ઉડી શકે છે. રાજા કહે, એ તો ઘણું આશ્ચર્ય! કોકાશ કહે, તો આપ મધ્યમાં બેસો અને આપના પુત્ર પરિવારને તેમના ભુવનમાં બેસાડો. એટલે હું મહેલને આકાશમાં ઉડાડું. સહુ ઝટપટ ભુવનમાં બેસી ગયા. એટલે કોકાશ એ મંદિરમાંથી બહાર આવ્યો. તરતજ ચાંપ દબાવી તો બધી પાંખડીઓ બંધ થઇ ગઇ. જાણે કમળ બીડાતાં ભમરા પુરાયા. એજ વખતે વિજયકુમાર પણ કરી રાખેલી નિશાની મુજબ નગર પર ધસી આવ્યો. થોડીવાર સેનાપતિએ એના લશ્કરને અટકાવ્યું પણ નાયક વિનાના લશ્કરથી શું દહાડો વળે? થોડા વખતમાં વિજયકુમાર વિજયવંત થયો. ગામ આખું ભયભ્રાંત થઈ ગયું. વિજયકુમાર તેમને અભયદાન આપી તરત લાકડાના પાંજરા સમીપ ગયો ને પોતાના માતપિતાને છુટા કર્યાં. તેમને તથા કોકાશને લઈ તરત જ તે ઉજ્જેણી પાછો ફર્યો.

અહીં કાકજંઘ ને કોકાશ પસાર થઇ જતાં નગરજનો ટોળે મળ્યાં. મંત્રી તથા સેનાપતિ કમલાકર મહેલ આગળ ગયા. ખૂબ ખૂબ પ્રયત્ન કર્યાં પણ એ મહેલ કોઈ રીતે ઉઘડે નહિ. આખરે કુહાડાના ધા મારવા લાગ્યા પણ એમાં એવી ખૂબી કરી હતી કે એ કુહાડાના ધાથી અંદર રહેલા માણસોને જ પીડા થાય. અંદરથી રાજા તથા કુંવરો ચીસો પાડે. આખરે પ્રધાને કોકાશને તેડવા દોડતા ઘોડે માણસ મોકલ્યો. તેણે આવી ખૂબ આજીજી કરી ત્યારે કોકાશે કહ્યું: એક શરત કરો કે જો હું તેમને બચાવું તો તેઓ કાકજંઘ રાજાના સેવક થઇને રહે. તે શરત પણ કબુલ થઈ એટલે કાકજંઘના લશ્કરે કંચનપુરનો કબજો લીધો ને મહેલમાંથી કનકપ્રભ તથા તેના પુત્ર પરિવારને કાઢયો. એતો બીચારા જાણે નર્કમાંથી બ્હાર નીકળ્યા. આ જોઈ સહુના મોઢામાંથી એકજ શબ્દ નીકળ્યા. ધન્ય કળાધર કોકાશ! ધન્ય તારી કળા. એક કળાના પ્રભાવથી હિંસક લડાઈ સિવાય કોકાશે કાકજંઘ રાજાને કંચનપુર અપાવ્યું.

એક વખત જ્ઞાની મુનિરાજ આવતાં કાકજંઘે પોતાના વ્રતમાં લાગેલા અતિચાર આલોવ્યા ને પોતાના પુત્રને રાજ્ય સોંપી ત્યાગી જીવન સ્વીકાર્યું. કોકાશે પણ પવિત્ર જીવન સ્વીકાર્યું. શાસ્ત્રોમાં એ બંનેને મોક્ષના અધિકારી જણાવ્યા છે.

આવા કળાધરને કોણ ભુલી શકે?

# જૈન જ્યોતિ

દર પૂર્ણિમાએ નિયમિત રીતે પ્રગટ થતું જૈન સાહિત્ય
અને સંસ્કૃતિનું કલાત્મક સચિત્ર માસિક

તંત્રી :

## ધીરજલાલ ટોકરશી શાહ

| | | |
|---|---|---|
| વાર્ષિક લવાજમ રૂ. ૨॥ | : : | છુટક નકલ |
| પરદેશમાં રૂ. ૩॥ | : : | ચાર આના |

દરેક અંકમાં એક ભાવનામય કાવ્ય, વિવિધ વિષય પરની તંત્રીની નોંધ, પુરાતત્ત્વના લેખ, બે કે ત્રણ રસભરી નવલિકાઓ, જૈન તીર્થ કે સ્થાપત્ય પરનો લેખ, હુન્નરની ડાયરી, જ્ઞાન વિહાર તથા આરોગ્ય અને વિજ્ઞાનના લેખો પ્રગટ થાય છે. એ ઉપરાંત દરેક વખતે ઈનામી હરિફાઇ પણ આવે છે. પ્રખ્યાત લખકોના મનની લેખોજ આ પત્રમાં પ્રગટ થાય છે. આપ એક જ અંક જુઓ ગ્રાહક થવા લલચાશો.

આપ ગ્રાહક બનો ને મિત્રોને ગ્રાહક બનાવો. આટલા સસ્તા લવાજમે આટલી રસ સામગ્રી બીજે નહિજ મેળવો.

**જ્યોતિ કાર્યાલય**
**હવેલીની પોળ, રાયપુર**
**અમદાવાદ.**